


# કૃષ્ણાબાઇ

મૂળ લેખક:
રા મ દા સ

મૂલ્ય ૪ આના

# કૃષ્ણાબાઈ




મૂળ લેખક:

રામદાસ

અંગ્રેજી પુસ્તકની બીજી
સુધારેલી આવૃત્તિનો અનુવાદ

પ્રકાશક :

વ્યવસ્થાપક, આનંદાશ્રમ

રામનગર

કાન્હનગડ પી. ઓ.

એસ. આઇ. રેલ્વે



જુલાઈ ૧૯૪૧

પ્રથમ આવૃત્તિ

પ્રત ૫૦૦

મુદ્રક :

છગનલાલ વનમાલી યોગી

ઇલા પ્રિન્ટરી

હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

# અનુક્રમણિકા



# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

કૃષ્ણાબાઈના સંક્ષિપ્ત જીવનવૃત્તાંતની પ્રસ્તાવના લખવા માટે હું જરા યે યોગ્ય નથી એ જાણું છું છતાં પૂજ્ય સ્વામીજીએ મારા પર પ્રસન્ન થઇને મને જ આ કામ સોંપ્યું છે.

પૂ. સ્વામીજીની સમર્થ લેખિનીથી અંકાયેલો આ ટૂંકો પણ સુંદર વૃત્તાંત એવા દિવ્યાત્માનું જીવન રજુ કરે છે કે જેનામાં એકી સાથે પ્રભુના પુનિત સંતાનની તેમજ માતાજીની દિવ્યતાનો સુમેળ થયેલો છે. એ સંતાન પવિત્ર, નિર્દોષ અને સદા આનંદી છે. માતા કૃષ્ણાબાઇનું જીવન ખૂબ જ મધુર અને સુંદર છે. તેઓશ્રીનો મધુર સહવાસ મેળવવો એ સાચે જ આનંદ અને અધિકાર છે. જનતાની નિસ્વાર્થ સેવા એ તેઓશ્રીના જીવનની એકમાત્ર ધગશ છે. માતાજી જેવા પવિત્રાત્માઓની મહત્તા ઓળખવાનું ઘણા થોડા મનુષ્યોના ભાગ્યમાં હોય છે. તો પછી મારા જેવી અજ્ઞાન સ્ત્રી તેઓશ્રી વિષે શું લખી શકે? હા, એક કામ હું કરી શકું છું—કૃષ્ણાબાઇનાં પવિત્રાચરણોમાં હું મારા હૃદયનો પ્રેમ અને નમસ્કાર ધરૂં છું.

શ્રી રામ ભુવન
કાસરગોડ
ડિસેમ્બર ૧૯૩૨

રમાબાઇ સી. ટી.

# કૃષ્ણાબાઈ



## : ૧ :

## પૂર્વ જીવન

આ પુણ્ય ભૂમિમાં વખતોવખત મનુષ્ય-જીવનરૂપી કેટલાંક દુર્લભ પુષ્પો જન્મ લે છે, કે જેની હસ્તીનું આખું ધ્યેય દુનિયાના આનંદ માટે પ્રેમ અને સેવાની મીઠી સુવાસ પોતાની આજુબાજુ પ્રસરાવવાનું હોય છે. આવા સંતો અને સાધુઓ દુનિયાના ઇતિહાસમાં જુદા જુદા દેશમાં અને જુદા જુદા વખતે અવતરે છે. કૃષ્ણાબાઇ એક આવું દૈવી પુષ્પ છે, કે જેનો જન્મ આશરે ૩૭ વર્ષ પહેલાં ધારવાડ જીલ્લાના હળિયાળ

નામના નાના ગામમાં થયો હતો. એ એવા સારસ્વત બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યાં છે કે જેમાં ત્રણ પેઢી પહેલાં એક સાધુ જન્મ્યા હતા. એમનાં માતાપિતા પવિત્ર, સાદા અને ધર્મિષ્ઠ આત્માઓ હતા. માતા બાળક જેવાં નમ્ર અને સદા આનંદી હતાં જ્યારે પિતા બધા પ્રત્યે ઉદાર અને સ્વભાવે માયાળુ તથા પ્રેમાળ હતા. કૃષ્ણાબાઇનો જન્મ વિચિત્ર સંજોગોમાં થયો હતો. એમનો જન્મ હળિયાળની બાજુમાં એક જંગલમાં થયો હતો, જ્યાં એ કુટુંબે પ્લેગના હુમલામાંથી બચવા માટે આશ્રય લીધો હતો. મહાલય અમાવાસ્યા (ભાદ્રપદ વદી ૩૦)ને દિવસે એ જન્મ્યાં હતાં. આ દિવસે જન્મવું એ ઘણું અમંગળ ગણાય છે. તેથી તે વખતની રૂઢિ પ્રમાણે, આ અપશુકન ટાળવા માટે એક સંન્યાસિનીને એમનાં માતાપિતાએ એમને દાનમાં આપ્યાં, અને બે રૂપિયામાં પાછાં ખરીદી લીધાં. બાળવયમાં બનેલી સંન્યાસિનીવાળી આ ઘટના એમના ભાવિ જીવનની સૂચક હતી.

કૃષ્ણાબાઈ હળિયાળમાં પોતાનાં માતાપિતા સાથે નવ વર્ષ સુધી રહ્યાં હતાં. સાત વર્ષની વયે એમને નિશાળે મૂકવામાં આવ્યાં. એ ઘણી લાગણીવશ બાલિકા હતી. પરંતુ તે સમયે પણ એમના જીવનના નાના પ્રસંગો ઉપરથી ચોખ્ખું દેખાતું હતું કે એ ઘણાં આપમતીલાં અને સ્વતંત્ર હતાં. એમણે ફક્ત બે વર્ષ નિશાળે જવાનું ચાલુ રાખ્યું. પોતાના શિક્ષકના એક ઠપકાને પરિણામે એમણે નિશાળ તદ્દન છોડી દીધી. આટલી નાની ઉંમરમાં પણ એ નાની બાલિકા પોતાના ઘરમાં અસાધારણ પ્રવૃત્તિ બતાવતી અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે પાડોશીનાં ઘરોમાં પણ નિઃસ્વાર્થ સેવા કરવાને અજબ ઉત્સુક રહેતી. જ્યારે એ દશ વર્ષનાં થયાં ત્યારે એમના પિતાશ્રી ગુજરી ગયા. એક વર્ષ પછી એ પોતાની મા, ભાઇઓ અને બ્હેનો સાથે ભટકલ ગયાં, જ્યાં લગભગ બે વર્ષ સુધી એ પોતાના કાકાના ઘરમાં રહ્યાં. સાત સંતાનોમાં એ ત્રીજાં હતાં.

જ્યારે કૃષ્ણાબાઇ તેર વર્ષનાં થયાં ત્યારે એમનાં લગ્ન મુંબઇમાં નોકરી કરતા કે. લક્ષ્મણરાવ નામના એક યુવાન પુરુષ જોડે થયાં. ત્યાર પછી તરતજ એ પોતાના પતિ સાથે મુંબઇ રહેવા ગયાં. લક્ષ્મણરાવ ઉમદા અને સારા સ્વભાવના માણસ હતા અને પોતાની પત્ની પ્રત્યે ખૂબ દયાળુ અને પ્રેમાળ હતા તેઓનો સાત વર્ષનો સંસાર સુખશાંતિમાં પસાર થયો. તે દરમ્યાન ત્રણ બાળકો થયાં, જેમાંના બે છોકરાઓ જીવે છે. એક ૨૧ વર્ષનો અને બીજો ૧૯ વર્ષનો છે. ૨૦ વર્ષની વયે છોકરાઓને લઇને એ એમની માતા સાથે ભટ્કલ ગયાં. ત્યાર પછી થોડા સમય-માંજ મુંબઇમાં એમના પતિ એકાએક માંદા પડયા અને ટૂંકી માંદગી ભોગવી મૃત્યુ પામ્યા. એમના પતિના મૃત્યુના કારમા સમાચારથી કૃષ્ણાબાઇ જેવી પતિવ્રતા અને પ્રેમાળ સ્ત્રીને આઘાત લાગ્યો. એ વખતે પણ મનુષ્યશરીર નાશવંત છે એનું એમને ભાન હતું. તેથી પતિના મરણના દુઃખ કરતાં, પોતે

પતિના બિછાના આગળ હાજર ન રહી શક્યાં એ વાતનું એમને વધારે દુઃખ લાગ્યું. એમને પાછળથી માલૂમ પડ્યું કે પોતાની ગંભીર માંદગીમાં પોતાની પત્ની પોતાની પાસે હોય એવી લક્ષ્મણરાવની તીવ્ર ઇચ્છા હતી. આ કારણથી ખેદ અને ન ભૂલાય એવા દુઃખને કારણે એમનું જીવન ઝેર જેવું થઇ પડ્યું. અહીં કૃષ્ણાબાઇનું પૂર્વ જીવન સમાપ્ત થાય છે. ત્યાર બાદ એમના જીવનમાં સંપૂર્ણપણે નવો પલટો અને દૃષ્ટિકોણ લાવનારૂં પરિવર્તન કેમ થયું તે આપણે હવે પછી વાંચીશું.

: ૨ :

# મંથન અને મનોરથ

પોતાના પતિના મૃત્યુ પછી સ્વાભાવિક રીતે એમનું મુંબઇનું ઘર વીંખાઇ ગયું અને છોકરાઓને લઇને એ પોતાના જેઠ અને બેલગામની હૉસ્પિટલના ઉપરી ડૉ૦ કે. રામરાવને ત્યાં રહેવાં ગયાં. જ્યારે જ્યારે એમના જેઠની વાત નીકળે છે ત્યારે ત્યારે જેઠ અને જેઠાણીએ પોતાના તરફ અને બાળકો તરફ જે મમતા, માયા અને કાળજી બતાવ્યાં હતાં તેનાં એ વખાણ કરે છે. પણ અસંતોષ અને ખેદને લીધે એમને પોતાની જીંદગી ઉપર કંટાળો આવવા લાગ્યો. સંસારની વસ્તુઓનું એમને આકર્ષણ રહ્યું ન હતું અને એ પોતાની જીંદગીનો અંત લાવવા ઇચ્છતાં હતાં. પોતાને ભાગ્યે આવી પડેલા જીવનને નીભાવી લેવા માટે કોઇ આશ્વાસન અસરકારક નીવડ્યું નહિ. એ

અઢાર વર્ષનાં થયાં ત્યારે એક સંતે એમને મંત્ર આપ્યો. તેનાથી પણ એમને મનની શાંતિ મળી શકી નહિ. એમનું મન એટલી મૂંઝવણમાં હતું કે એ પોતાના શરીરની બિલકુલ દરકાર રાખતાં નહિ અને દુનિયાદારી પ્રત્યે પણ એ બેપરવાહ રહેતાં હતાં ટૂંક સમય પછી એમના જેઠની બેલગામથી માલસિરાસ બદલી થઇ. અહીં એક વર્ષ સુધી ભારે સંતાપ અનુભવ્યા પછી એમણે હુબલીના પ્રખ્યાત સિદ્ધારૂઢ સ્વામીની મુલાકાત લેવાનું નક્કી કર્યું. તે પ્રમાણે એ હુબલી ગયાં અને ચાર મહિના સુધી એ મહાત્માના મઠમાં રહ્યાં. હવે એમણે ભગવાનનું નામ સતત જપવાનું રાખ્યું અને મઠમાં નિઃસ્વાર્થ સેવા કરવામાં પોતાનો સમય વ્યતીત કરવાં લાગ્યાં. શ્રી સિદ્ધારૂઢ સ્વામીએ એમને "શિવમંત્ર" આપ્યો.

મહાત્માના સત્સંગથી અને ભગવાનના સતત સ્મરણથી એમના જીવનનું દૃષ્ટિબિન્દુ બદલાયું.

ત્યાર પછી એ શરીરના નાશનો વિચાર કરતાં ન હતાં, પણ હવે એમનામાં એવી ઇચ્છા સબળ થઇ કે દુનિયાદારીની માયાથી છૂટવું કે જેથી એ પોતાના શરીરની બધી શકિત મનુષ્યરૂપી ઇશ્વરની સેવા કરી પ્રભુભકિતમાં અર્પી શકે. એમની પ્રાર્થના આ હતીઃ "હે પ્રભુ, સર્વેની સંપૂર્ણ સેવામાં મારૂં શરીર હોમવાનું બળ આપો." શ્રી સિદ્ધારૂઢ મઠમાં ગાળેલા સમય દરમ્યાન એમને કંઇક શાંતિ મળી. પણ જે સંપૂર્ણ શાંતિ માટે એ પ્રયત્ન કરતાં હતાં તે હજી મળી ન હતી. એ ફરીથી માલસિરાસ મુકામે એમના જેઠને ઘેર ગયાં. હુબલી મઠમાં રહેવાથી એમને સબળ આત્મસંયમ પ્રાપ્ત થયો હતો. એમનો આહાર અને નિદ્રા ઓછા થઇ ગયાં હતાં અને બધો વખત એ જપ કર્યાં કરતાં હતાં. મહારાષ્ટ્રના પ્રખ્યાત સંતોએ રચેલાં ધાર્મિક પુસ્તકોમાંથી આધ્યાત્મિક સહાય મેળવવા એમણે પ્રયાસ કર્યો, પણ આવા વાંચનથી એમને શાંતિ મળી નહિ. એટલામાં એમના જેઠની સિરસી બદલી

થઈ, જ્યાં એમણે માલસિરાસમાં શરૂ કરેલી સાધના પૂર જોશથી ચાલુ રાખી. ડૉકટર અને એમની પત્નીએ એમના બાળકોને ઘણા પ્રેમથી ઉછેર્યાં. આવી રીતે બે વર્ષ પસાર થયાં પછી ડૉકટરને વાઢકાપના શિક્ષણના ખાસ અભ્યાસ માટે યૂરોપ જવાનું થયું. આથી તેમનું કુટુંબ, કૃષ્ણાબાઇ અને એમના છોકરાઓને લઇને કાસરગોડ ગયું, જ્યાં તેઓ બધાં, ડૉકટરના સસરા, જે સરકારી પેન્શનર હતા તેમના ઘરમાં રહેવા લાગ્યાં.

અહીં પણ કૃષ્ણાબાઇનો ભકિતભાવ, ઇશ્વરનો–પરમ શાંતિ અને મુકિતનો—સાક્ષાત્કાર કરવાની એમની અવિચળ શ્રદ્ધા અને મનોરથને કારણે જેવો ને તેવો ચાલુ રહ્યો. પોતાના આગમનના થોડા દિવસ પછી. એમને શહેરની બાજુમાં ટેકરીના મથાળા ઉપર એક નવો આશ્રમ સ્થપાયાની ખબર મળી અને ઘરના મિત્રો સાથે એ ત્યાં રહેતા સાધુના દર્શન માટે ગયાં. કૃષ્ણાબાઇ જ્યારે એ આશ્રમની પાસે ગયાં ત્યારે એવી અસાધારણ ઘટના બની કે

એમનું મન પરમ દશાએ પહોંચી જઇ અનેરો આનંદ અનુભવી રહ્યું. હજી પણ આ ઘટના એ યાદ કરે છે. ઘણા સમયથી પોતે હસ્યાં ન હતાં. પણ અત્યારે પરમ આનંદથી ઊભરાતું મુકત હાસ્ય એ રોકી શકયાં નહિ. જે ક્ષણે એ આશ્રમમાં પહોંચ્યાં તે ક્ષણથી અગાઉ કદી નહિ અનુભવેલાં માનસિક શાંતિ અને સ્થિરતા એમને પ્રાપ્ત થયાં. સાધુ સાથેના થોડા વાર્તાલાપથી, ત્યાર પછીના દિવસો દરમ્યાન એમના આંતરિક સુખ અને શાંતિમાં વૃદ્ધિ થઇ.

એ સાધુનું નામ રામદાસ છે, જે એમનું આ સંક્ષિપ્ત જીવનવૃત્તાંત લખનાર પોતેજ છે. આશ્રમમાં આવતાં વારજ પહેલીજ દૃષ્ટિએ આ દિવ્યાત્માની રામદાસ પર જે છાપ પડી તેનું વર્ણન અસ્થાને નહિ ગણાય. રામદાસને કૃષ્ણાબાઇ પ્રકાશ, પવિત્રતા અને દયાની મૂર્તિ સમાન લાગ્યાં. પોતાની ઉચ્ચતાને લીધે એ એટલાં પુનિત દેખાતાં હતાં કે એ જાણે પૃથ્વી ઉપર અદ્વિતીય દેવી પ્રગટેલાં જણાયાં.

આશ્રમની પહેલી મુલાકાત પછી એ લગભગ દરરોજ આશ્રમમાં આવવા લાગ્યાં ને એમણે શાંતિથી આશ્રમનાં બધાંજ કામ જેવાં કે ઝાડું કાઢવું, કૂવામાંથી પાણી લાવવું, કપડાં ધોવાં વિગેરે કરવાનું શરૂ કર્યું. દિવ્ય રામમંત્ર એમના હોઠ ઉપર સતત ચાલુ હતો. ઘણી વાર જ્યારે એ કોઇ પણ કામમાં ગૂંથાઇ જતાં ત્યારે એમને શરીરનું ભાન રહેતું ન હતું અને મિનિટો સુધી શાંત, સ્થિર અને ધ્યાનસ્થ દશામાં બેસી રહેતાં અથવા ઊભા રહી જતાં. સાંજના ઘેર જવાને સમયે રામદાસ એમને ધ્યાનમાંથી જગાડતો. રામદાસ પ્રત્યેનાં એમનાં પ્રેમ અને માન અવર્ણનીય છે. એના જીવન જોડે માનસિક એકતા સાધીને એ પોતાનાં બધાંજ શારીરિક કર્મો એનેજ અર્પણ કરવા મથતાં હતાં કે જેથી સર્વશઃ એની જોડે એકતા મેળવી પોતે એનામાં અંતર્ભૂત થઇ જાય.

: ૩ :

## આનંદાશ્રમ–કાસરગોડ

કાસરગોડના વસવાટ દરમિયાન કૃષ્ણાબાઇનો જીવનક્રમ જાહેર નિંદા અને ત્રાસનો પૂરેપૂરો ભોગ થઈ પડયો. પરમ સિદ્ધિ મેળવવા મથી રહેલા બધાજ સંતોના જીવનમાં આ સામાન્ય ઘટના હોય છે. શહેરથી દૂર જંગલમાં આવેલા આશ્રમની એમની રોજની મુલાકાતે એમની વિરૂદ્ધ ખુલ્લી રીતે ટીકાનું તોફાન જગાવ્યું. એમની ઉપર અગણિત દોષ અને અપમાનો મૂકાયાં, પરંતુ એ બધાનું વર્ણન કરવાની અત્રે જરૂર નથી. ઇશ્વરના કાયદામાં એવો ક્રમ મુકરર થયેલો છે કે ઇશ્વર પોતાના પરમપ્રિય ભક્તોને પોતાના પડખામાં લે તે પહેલાં તે ભક્તોને સખ્ત કસોટીમાંથી અને અગ્નિ જેવી પરીક્ષાઓમાંથી પસાર થવું પડે છે. ખરેખર! તેઓને ધન્ય છે જે પરમ સત્યને ખાતર ખુશીથી અને ફરીઆદ કર્યા વગર કષ્ટ સહન કરે છે.

કૃષ્ણાબાઈની આશ્રમની મુલાકાતો ધીરે ધીરે વધવા લાગી. અમુક પ્રસંગોએ એ રાત્રે પણ આશ્રમમાં રહેતાં હતાં. જેમ જેમ દુનિયાના જુલમનાં રોષ અને મલિનતા વધવા લાગ્યાં તેમ તેમ એ સગાંઓથી અને દુનિયાથી દૂર જવા લાગ્યાં. હવે એમના જીવનમાં સ્પષ્ટ ફેરફાર દેખાવા લાગ્યો. એમના આખાયે આચરણમાં સરલ, કપટ-રહિત અને બાળક જેવો સ્વભાવ તરવરવા લાગ્યો. એ પોતાની જાતને દરેકના બાળક તરીકે ગણવા લાગ્યાં. એ પોતાના પુત્રોને પણ કહેવા લાગ્યા કે પોતે તેઓની બાલિકા હતાં. એમની સ્ત્રીસહજ નમ્રતા તદ્દન લુપ્ત થઇ ગઇ. એ એકેએક પ્રત્યે પોતાના વર્તનમાં મુક્ત, નિષ્કપટ અને નીડર બન્યાં. જેણે એમને જોયાં તેણે એમના મુખ ઉપર બાળકની નિર્દોષતા અને પવિત્રતાનો પ્રકાશ જોયો; પ્રાણીઓની બહારની ઘટનાઓ અને ચારિત્ર્ય પર રચાયલી ભિન્નતાનો અંશ પણ એમનામાં જણાતો ન હતો. ટૂંકમાં એ ઇશ્વરના અત્યંત પ્રેમપાત્ર બાળકની

મૂર્તિ સમાન હતાં. એ હવે ઇશ્વરના અને ઇશ્વર સેવાના એકજ વિચારમાં મગ્ન રહેતાં હતાં. મૃત્યુ અને વેદનાનો ભય એમનામાંથી તદ્દન ચાલ્યો ગયો. જાહેર સ્તુતિ અને નિંદાની અસરથી એ મુક્ત બન્યાં. લગભગ આવાજ સંજોગોમાં પ્રખ્યાત મીરાંબાઇનું જેવું વલણ હતું તેવુંજ એમનું હતું.

થોડા સમય પછી, રામદાસ હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાંના મિત્રોના આમંત્રણને માન આપીને અને ઇશ્વરી ફરમાન મુજબ ઉત્તર હિન્દુ-સ્થાનની યાત્રા કરવા નીકળી પડયો. રામદાસના આ વિયોગથી કાસરગોડમાં ઘણા મિત્રોને ભારે દુઃખ થયું અને સૌથી વધારે દુઃખ કૃષ્ણાબાઈને થયું; કારણ કે એમના જીવનનું એકમાત્ર ધ્યેય રામદાસનો સત્સંગ સાધી, આશ્રમમાં સેવા કરતાં કરતાં ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનું હતું. રામદાસ ગયા પછી કૃષ્ણાબાઇએ છોકરાઓ સાથે કાસરગોડના ઘરમાં રહેવાનું ચાલુ રાખ્યું. તે છતાં દિવસના

વખતમાં પોતાનો કેટલોક વખત આશ્રમમાં ગાળતાં અને સાથે સાથે મુખેથી રામનામનો ઉચ્ચાર ચાલુ રાખી એ આશ્રમ તરફ જતો માર્ગ તથા આસ-પાસના ભાગો સાફ કરતાં. બીજા વખતે શહેરમાંની સ્ત્રીઓને ગૃહકાર્યમાં મદદ પણ કરતાં. અહીં એમણે પોતાની સેવા છૂટથી કોઈ પણ જાતના ભેદભાવ વગર બધાજ વર્ગો અને ન્યાતોને સમદૃષ્ટિથી આપવા માંડી. આવી રીતે એમણે કાસરગોડમાં સેંકડો સ્ત્રીઓનાં પ્રેમ અને માન મેળવ્યાં અને એમનાં દર્શનથી એ સ્ત્રીઓ પોતાને ધન્ય માનવા લાગી. એમના સરળ અને નિરભિમાની સ્વભાવે એમના સમાગમમાં આવતા બધાનાં હૃદયો જીતી લીધાં. જ્યારે અને જ્યાં અવસર સાંપડતો ત્યારે અને ત્યાં કૃષ્ણાબાઇ સમાન પ્રેમ અને અત્યંત દયાપૂર્વક જે રીતે સેવા કરતાં તે વિષે થોડુંક લખવાની જરૂર છે. કાસરગોડમા જુદાં જુદાં ઘરોની પોતાની મુલાકાતો દરમ્યાન એ કાં તો માંદાની માવજત કરતાં અથવા રડતા છોકરાઓને સમ-

જાવતાં અથવા તો ઘરગથ્થુ કામમાં મદદ કરતાં માલૂમ પડતાં. કોઇ પણ કામ એમની નજરમાં હલકું ન્હોતું. ઘરની શેઠાણી જોડે જેટલી છૂટ, આનંદ અને સમાનતાથી કામ કરતાં તેટલીજ છૂટ, આનંદ અને સમાનતાથી એ નોકરબાઇઓ સાથે પણ કામ કરતાં.

રામદાસ લગભગ એક વર્ષ આશ્રમની બહાર રહ્યો, જે દરમ્યાન કૃષ્ણાબાઇની તપશ્ચર્યા અગાઉ કરતાં વધારે પ્રબળ બની. વર્ષ વીતી ગયું અને રામદાસ આશ્રમમાં પાછો ફર્યો. અલબત્ત! એના પુનરાગમનથી કૃષ્ણાબાઇને અવર્ણનીય આનંદ થયો. પણ એમને માટે લાંબા સમય સુધી કાસરગોડમાં રહેવાનું નિર્માયું ન્હોતું. એમના જેઠ યુરોપમાં પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી પોતાના કુટુંબને ધારવાડ લઈ જવાને કાસરગોડ આવ્યા. જો કે કૃષ્ણાબાઇની આશ્રમ પ્રત્યેની મમતા દૃઢ હતી, છતાં પોતાના જેઠની વિનંતિથી ને રામદાસની

સલાહથી એ પોતાના છોકરાઓને લઇને ડૉકટર અને તેમના કુટુંબ સાથે ગયાં.

ધારવાડમાં ટૂંક સમય ગાળ્યા પછી એ પોતાની સ્વેચ્છાએ મુંબઇ ઊપડી ગયાં. આ સમયે એમના અંતરમાં એમ થવા લાગ્યું કે એમનું જીવનધ્યેય રામદાસની જોડે એના આશ્રમમાં રહી પ્રભુસેવામાં જોડાવાનું હતું. મુંબઈમાં જે થોડા દિવસ એ ચુ. સંજીવરાવને ઘેર રહ્યાં તે દરમ્યાન એમને મળવા જનાર બધા સ્વાભાવિક રીતેજ એમના વખાણ કરતા અને સૌ એમને માન આપતા. હવે એ ભગવાનનાં સ્વતંત્ર, નિર્દોષ અને આનંદ-મય બાળક બન્યાં. એ બધા પ્રત્યે પ્રેમ રાખતાં અને બધા પાસેથી પ્રેમ મેળવતાં. મુંબઈથી એ સીધાં ભટ્કલ ગયાં અને ત્યાં પોતાની મા પાસે ત્રણ દિવસ રહ્યા પછી સીધાં કાસરગોડ મુકામે આનંદાશ્રમમાં ગયાં

કૃષ્ણાબાઇના ભાવી જીવનના પ્રવાહનો મોટો પલટો જ્યારે એમણે પોતાના છોકરાઓની રજા

લીધી ત્યારે થયો. એમણે જે પગલું લીધું તે ખરેખર પૂર્ણ ત્યાગ અને સમર્પણનું હતું. એમણે માનવશરીરધારી ભગવાનની સેવામાં પોતાનું સમસ્ત જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો. આ કટોકટીના સમયે એમણે પોતાના અનુક્રમે ૧૦ અને ૧૨ વર્ષના બે છોકરાઓને બોલાવ્યા અને કહ્યું: "જુઓ, બધાની સેવામાં ગૂંથાઇ જઇને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાના ઉદ્દેશથી હું હંમેશને માટે જાઉં છું." છોકરાઓએ માતાને ન છોડી જવા આગ્રહ કર્યો પણ માતાએ જવાબ આપ્યો કે તેઓ ઇચ્છે તો તેઓ પણ એમને અનુસરી શકે છે.

છોકરાઓએ જવાબ આપ્યો: "અમે તો નિશાળે જઇએ છીએ અને જો અમે તમારી જોડે આવીએ તો અમારૂં શિક્ષણ ચૂંથાઈ જશે." માતાએ કહ્યું: "તમારૂં હાલનું શિક્ષણ તમને જીવનનિર્વાહ માટે તૈયાર કરનારૂં છે, જ્યારે જીવનનું ધ્યેય પ્રભુપ્રાપ્તિનું હોવું જોઇએ. જો તમે તમારૂં ભાવી

મારી સાથે જોડશો તો જે કંઈ ખાવાનું મને મળશે તે આપણે વહેંચી લઈશું."

છેવટે છોકરાઓએ જવાબ આપ્યો કે તેઓ માતાની સાથે જવા તૈયાર ન હતા.

હવે જે ઘરમાં પોતાના પુત્રો રહેતા હતા તે ઘરનો કૃષ્ણાબાઇએ ત્યાગ કર્યો અને રામપ્રાપ્તિનું એક-માત્ર ધ્યેય સ્વીકારી શ્રીરામને આશ્રયે એ વિશાળ જગતમાં બહાર પડયાં. એમણે પોતાના પુત્રોની રજા લીધા પહેલાં રામદાસને કાસરગોડ આશ્રમમાં નીચેની મતલબનો એક કાગળ લખ્યો હતો: "તમારી તરફથી મને અંતઃકરણમાં જે પ્રેરણા મળી તે અનુસાર તમે જ્યાં રહો છો ત્યાં આવવાનું મેં નક્કી કર્યું છે. હું ભિક્ષાને ધિક્કારું છું. તેથી, હું કાસરગોડમાં કોઇ ઘરમાં એક નોકર તરીકે અથવા તો ઝાડુ કાઢનાર તરીકે અથવા રસ્તા સાફ કરનાર તરીકે રહીને મારા જીવનનિર્વાહ માટે

કમાવા ઇચ્છું છું," પાછળથી એમના કહ્યા મુજબ આમ લખવામાં એમનો હેતુ પોતાના ફુરસદના કલાકો રામદાસ પાસેથી આધ્યાત્મિક ઉપદેશ મેળવવા માટે અને રાત્રે એકાંતમાં ધ્યાન ધરવા માટે ગાળવાનો હતો.

પૂર્ણિમાને દિવસે એકાએક આશરે ૯ વાગે એ આશ્રમમાં આવી ચઢયાં. પોતે જે વસ્ત્ર ધારણ કર્યું હતું તે સિવાય એમની પાસે બીજું કશું ન હતું. પોતાને ઘેર પાછા ફરતા કોઇ રખડતા બાળકની જેમ એ આવી લાગ્યાં. પવિત્ર પ્રેમ અને સંપૂર્ણ આત્મભોગની મહત્તાનું આનાથી વધારે સારૂં દૃષ્ટાંત કયું હોઇ શકે? અલબત્ત! રામદાસે એમને આશ્રમમાં રહેવાની વિનંતિ કરી, જ્યાં એ ત્યાર પછી રાતદિવસ રહેવા લાગ્યાં. હવે એ ભગવાનના નિરાકાર અને સર્વવ્યાપક સ્વરૂપની પ્રાપ્તિનો માર્ગ દેખાડવાનો રામદાસને આગ્રહ કરવા લાગ્યાં. તેના ઉપદેશ મુજબ એ નિશ્ચિત

આસનમાં બેસી ધ્યાનનો દૃઢ અભ્યાસ કરવા લાગ્યાં. થોડા મહિના આ અભ્યાસ ચાલુ રહ્યો.

એમના આગમન વખતે, રામદાસ ઉપવાસ કરતો હતો જે લગભગ એક મહિનો ચાલ્યા, તે દરમ્યાન કૃષ્ણાબાઇએ માતાના જેવા પ્રેમથી તેની શુશ્રૂષા કરી. ઉપવાસ પૂરા થતાં ફરીથી આશ્રમનું નિયમિત કામકાજ ચાલુ થયું. એક મહિના પછી એક યાદગાર રાત્રે કૃષ્ણાબાઇ અને રામદાસ આશ્રમમાં એકલાં હતાં ત્યારે બે બદમાસ જેવા માણસો આશ્રમમાં આવ્યા અને દીવા હોલવી નાંખી, ગળે ફાંસો નાંખવાના ઇરાદાથી કૃષ્ણાબાઇ પર તૂટી પડ્યા. જુલમ પરાકાષ્ટાએ પહોંચ્યો પણ જગન્નિયંતા અને ભકતોના રક્ષણહાર પ્રભુ એમની વહારે અજબ રીતે દોડી આવ્યા. જેઓ ખૂન કરવાના ઇરાદાથી આવ્યા હતા તેઓ પોતાનું કામ ખલાસ કરે તે પહેલાં એકાએક હેબતાઇ ગયા અને કૃષ્ણાબાઇને નીચે ફેંકી દઇને ભાગી ગયા. નીચે પડતી વખતે

એમની પીઠના હાડકાનો નીચલો ભાગ એક તાંબાના વાસણના કાંઠા સાથે પટકાયો. જ્યારે એમના ઉપર જુલમ વરસી રહ્યો હતો ત્યારે એમના અને રામદાસના મુખમાંથી જે શબ્દો સહજ નીકળ્યા તે "રામ રામ" હતા. આ ચોકખું બતાવી આપે છે કે "રામનામ"ના જાદુઇ ઉચ્ચારને લીધે પેલા માણસોના દિલમાં ભેદી ડર પેઠો અને તેઓ જલદી પલાયન કરી ગયા.

તે જ વખતે શ્રીરામના ફરમાનથી રામદાસે સદાને માટે આશ્રમનો ત્યાગ કર્યો અને કૃષ્ણાબાઇ સાથે એક ભકતને ત્યાં રાત ગાળી. બીજે દિવસે તેઓ કાસરગોડથી ઊપડીને દક્ષિણ દિશામાં પંદરેક માઇલ દૂર આવેલા હૉસદુર્ગ મુકામે જઇ પહોંચ્યાં.

કાસરગોડના આશ્રમમાં બનેલી છેલ્લી ઘટના પછી કૃષ્ણાબાઇની જે મનોદશા હતી તેનું અહીં વર્ણન કર્યા વગર રામદાસ રહી શકે એમ નથી.

આ ભારે કસોટીના વખતે એમની મહત્તા સંપૂર્ણ રીતે ખીલેલી દેખાતી હતી. એ પૂર્ણ શાંતિ અને ઇશ્વરાધીનતા સેવી રહ્યાં હતાં. દુઃખનો કે ક્રોધનો એક પણ શબ્દ એમના મુખમાંથી બહાર પડયો ન્હોતો અને એમણે પોતાના ઉપર હુમલો કરનારની વિરૂદ્ધ એકે શબ્દ કાઢયો ન્હોતો. ઊલટું એમણે બધું આનંદપૂર્વક સહન કર્યું અને તેઓને બીજું કંઇ નહિ પણ ક્ષમા જ આપી.

:૪:

## પ્રાપ્તિ અને સમર્પણ—નવો આશ્રમ

જેવી રીતે સુવાસિક છોડવાનાં પાન વટાવાથી સુવાસ ફેલાય છે અને જ્યારે સુખડનું ઝાડ કુહાડી વડે કાપવામાં આવે છે ત્યારે સુગંધ પ્રસરે છે તેવી રીતે જ્યારે ઉમદા અને પવિત્ર આત્માઓ ઉપર અન્યાયભર્યાં દુ:ખ અને જુલમ ગુજારવામાં આવે ત્યારે તેઓની ગુપ્ત મહત્તા બહાર તરી આવે છે. કૃષ્ણાબાઇનું જીવન પણ આવું જ છે અને તેટલા માટે અમર થયેલા શહીદોના જીવનમાં તેની ગણના થાય એમ છે. કૃષ્ણાબાઇનું જીવનપુષ્પ હવે પૂરેપૂરી ભવ્યતા અને સુંદરતા સાથે સંપૂર્ણપણે ખીલી ઊઠયું.

કૃષ્ણાબાઇ અને રામદાસ હોસદુર્ગમાં માતા પદ્મમાવતી અને તેમની પુત્રી સાથે થોડા દિવસ

સુધી રહ્યાં. બેઉ માતાઓએ તેમને પોતાના અનંત પ્રેમના પવિત્ર ઝરણામાં નવરાવ્યાં. તેઓ એમ માનતાં કે બીજા કોઈ કારણથી નહિ પણ ઇશ્વરની અનહદ કૃપાથીજ આ બે યાત્રાળુઓએ તેમનો આશરો લેવાનું પસંદ કર્યું હતું. તેઓ ખૂબજ આનંદમાં હતાં.

રામદાસ પાસે ભવિષ્ય માટે કોઇ યોજના ન હતી તેથી મિત્રોની સૂચના પરથી હોસદુર્ગની પૂર્વે ત્રણેક માઇલ દૂર આવેલા ડુંગરાળ પ્રદેશ ઉપર એક નવો આશ્રમ બાંધવાનુ નક્કી કરવામાં આવ્યું. એ પ્રમાણે કૃષ્ણાબાઇ અને રામદાસ મંજેપતિ નામના ડુંગરાળ પ્રદેશ પર ગયાં, જે હવે "રામનગર" કહેવાય છે. અહીં તેઓ રામદાસના જૂના સગા અને એક મિત્ર સાથે રહ્યાં. અત્રે પણ બેઉ યાત્રાળુઓની ઘણીજ માયા અને પ્રેમથી સંભાળ રાખવામાં આવી. નવા આશ્રમના બાંધકામ માટે એક નાની ટેકરી પર જગ્યા નક્કી કરવામાં આવી. આ યોજના

માટે જેમ અને તેમ ટૂંકા સમયમાં ભગવાને બધી બાજુએથી જે રીતે મદદ મોકલી આપી તે બતાવી આપે છે કે પરમાત્મા પોતાનાં બાળકો માટે સેવાનું કેન્દ્ર અને આશ્રયનું સ્થાન ઊભું કરવાને બહુજ આતુર હતાં. મકાનનું બાંધકામ પૂર જોશમાં ચાલી રહ્યુ તે દરમ્યાન કૃષ્ણાબાઇ અજબ પ્રવૃત્તિ, રસ અને માહિતીપૂર્વક કામકાજ આગળ વધારવામાં મશગૂલ રહેતાં. રોજ સવારના પહોરમાં એ એકલાં નીકળી બાજુની ટેકરી ઉપર ફરતાં અથવા ધ્યાનમાં બેસતાં. કાસરગોડ આશ્રમમાં પડી જવાથી એમને વાંસામાં ઘણુંજ દર્દ થતું હતું છતાં જાણે પોતે પૂરેપૂરા તંદુરસ્ત હોય તે પ્રમાણે છૂટથી અને આનંદથી આમતેમ ફરતાં અને પ્રેમભરી સેવાનાં કાર્યો કરતાં.

ત્રણ મહિનામાં તો આશ્રમનું મુખ્ય મકાન અને બાજુનું બીજું નાનું મકાન રહેવા માટે તૈયાર થઇ ગયાં. આ આશ્રમને પણ "આનંદ આશ્રમ" નામ આપવામાં આવ્યું અને ઉદ્ઘાટન માટે એક

દિવસ મુકરર કરવામાં આવ્યો. આ ઉત્સવ ૧૦ દિવસ સુધી ચાલ્યો અને નજીક અને દૂર દૂરથી હજારો લોકો એમાં ભાગ લેવાને ભેગા મળ્યા. કૃષ્ણાબાઇ નાજુક બાંધાના હોવા છતાં પાણીના ધોધમાર ઝરણાની માફક આવતા લોકોનાં ટોળે-ટોળાંને આહાર તથા સુખસગવડ પૂરા પાડવામાં એમણે અજબ ઉત્સાહ અને ચપળતાથી કામ કર્યું. જનસમુદાયની વચ્ચે એક શાંત, સ્થિર, ધૈર્યવાન અને પ્રભાવશાળી દેવીની જેમ એ સઘળાઓની જરૂરીઆતો પૂરી પાડવાના કામમાં ઓતપ્રોત રહેતાં. નાજુક તબિયત હોવા છતાં ઉદ્ઘાટન સમારંભના કાર્યક્રમની જુદી જુદી બાબતો એમણે એવા નિયમ અને પદ્ધતિસર પાર પાડી કે તેથી નવાઇ લાગ્યા વગર રહે નહિ. ખરેખર કૃષ્ણાબાઇ એક દિવ્ય શક્તિ સ્વરૂપ છે આશ્રમનો ઉત્સવ આ પ્રમાણે યથાસમયે સમાપ્ત થયો.

ત્યાર પછી એ આશ્રમનાં અધિષ્ઠાત્રી રહ્યાં છે. આ નવા આશ્રમની સ્થાપના સાથે એમણે સેવા દ્વારા

વિશ્વપ્રેમનું દર્શન કરવાનો આરંભ કર્યો. વખતો-વખત આશ્રમની મુલાકાતે આવનારા સઘળા વર્ગના અને જ્ઞાતિના લોકોની પ્રેમભરી સેવામાં એમની સમદૃષ્ટિ હવે બહાર પડવા લાગી. ત્યાર પછી આશ્રમમાં ઘણા ઉત્સવો ઉજવાયા અને એમની કુશળ વ્યવસ્થાને લીધે બધા યે ઉત્સવો સંપૂર્ણ રીતે સફળ થયા.

સાદાઇ એ મહાન્ આત્માઓનો સ્વભાવ છે. તેઓ ધૂપની જેમ સેવામય જીવન ગાળે છે. તેઓ-નામાં જન્મથી જ વિશ્વપ્રેમની ભાવના હોય છે. પ્રેમની ખાતર જ્યાં જરૂર પડે ત્યાં તેઓ કષ્ટ વેઠે છે અને સર્વસ્વનો ભોગ આપે છે. તેઓ સમભાવે નાના તથા મોટાની સેવા કરે છે. તેઓ સુખ, સગવડ અને આરામ જતાં કરે છે. તે છતાં તેઓ આનંદમય, સુખમય અને હાસ્યમય હોય છે. તેમનું જીવન સ્વર્ગીય સંગીતનાં ગીતોથી ભરેલું હોય છે. તેમનો સ્પર્શ આરામ આપે છે. તેઓ

જ્યાં ફરે છે ત્યાં તેમની હાજરીનું અદ્ભુત આકર્ષણ ફેલાય છે. તેઓ પોતાની આજુબાજુ પણ મધુરતા અને શાંતિનો પ્રકાશ પ્રસરાવે છે. તેઓ ખરેખર દિવ્ય જ્યોતિના બાળકો છે

માતા કૃષ્ણાબાઈનું આવું કીર્તિશાળી જીવન છે. જ્યારે કોઈ આશીર્વાદ અને ઉપદેશ માંગે ત્યારે એ જવાબ આપે છે: "હું તો એક બાળક છું." જ્યારે વધારે આગ્રહ કરવામાં આવે ત્યારે એ ફરીથી કહે છે: "હું એક બાળક છું, હું તમને શું ઉપદેશ આપી શકું ?" સાચે જ, એમનુ જીવન અને જીવનની બધી પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવો એ નિઃસ્વાર્થતા અને મુકિતના ભેદના મહાન શિક્ષણરૂપ છે.

એમના મનથી પ્રેમ એક ખાલી લાગણીનો અથવા મોટમોટા શબ્દોનો વિષય નથી. એમનું એકેએક કાર્ય પરિપૂર્ણ પ્રેમથી ભરપૂર છે. એ

આશ્ચર્ય પમાડે એવા સાચા દિલના, નિખાલસ અને શાંત છે. એ નિશ્ચિન્ત બાળકની જેમ એક ક્ષણમાં ઊંઘી જાય છે, પણ લેશમાત્ર પણ સેવાનો હુકમ આવતાં એ જાગી જાય છે. જો સેવાની જરૂર પડે તો એ લાંબા વખત સુધી આરામ જતો કરે છે અને છતાં એ હંમેશાની માફક ઉત્સાહી અને આનંદી રહે છે.

એ પોતાના જીવનના સુંદર ધ્યેયમાં એવા દૃઢ રીતે ઓતપ્રોત રહે છે કે એમના સાદા અને સરળ જીવનમાં શંકાને સ્થાન જ નથી. જ્યારે કોઇ કાર્યની રૂપરેખા એ નિશ્ચિત કરે છે (આ કાર્ય હંમેશા શુભ જ હોય છે) ત્યારે એ પોતાના અશ્રમિત જોમનાં સઘળાં સાધનો અજમાવે છે. શરીર નાજુક હોવા છતાં આવે પ્રસંગે એ કાર્યકુશળતા અને સહન કરવાની અદ્ભુત શકિત બતાવે છે.

કોઇ એમને માતા કહે ત્યારે એ તરત જ જવાબ આપે છે: "ના, ના, હું તમારૂં બાળક છું,

હું બીજું કોઇ નહિ પણ બાળક જ છું." આ માત્ર ખાલી શબ્દો નથી. એમના જીવનમાં બાળકનો ભાવ સ્વાભાવિક જ છે.

ભક્તિ, પ્રેમ અને સેવા સ્ત્રીસહજ ગુણો છે. જગજ્જનની મહાદેવીની એ સંજ્ઞાઓ છે. જેનામાં એ ગુણો છે તે એનો સાચો બાળક-દેવીનો કૃપાપાત્ર છે. જ્યારે એ માતાજીના ઊભરાતા પ્રેમમાં સમાઇ જાય છે, ત્યારે માતા અને બાળક એક અને અદ્વિતીય બને છે.

માતાજીના આવા બાળકોને જન્મ આપનારી ભૂમિને ધન્ય છે. જગત તેમને માટે ગર્વ લે છે. દેવો પણ તેમનાં દર્શનથી પાવન થાય છે. તેઓ માનવજાતિના તારણહાર છે. જગજ્જનની માતાનાં સ્વરૂપો, તમારો સદાસર્વદા જય હો!

સંપૂર્ણ શરણાગતિમાંથી જન્મેલા પરમ ચૈતન્યમાં સ્થિર ભાવ કરીને એક વ્યક્તિ, સ્વાભાવિક

અને અનેક પ્રવૃત્તિવાળુ જીવન કેવી રીતે જીવી શકે એનું વ્યવહારિક દૃષ્ટાંત કૃષ્ણાબાઇનું જીવન પૂરૂં પાડે છે એમની અનેક પ્રકારની પ્રવૃત્તિઓ છતાં એ બધાં કાર્યો પોતે જ કરે છે એમ એ કહેતાં નથી, પણ એમ કહે છે કે એમના "પપા" ( રામદાસ )–સર્વવ્યાપી પરમેશ્વર જ કરે છે. આનંદ આશ્રમના બીજા વાર્ષિક ઉત્સવ પ્રસંગે ભેગા મળેલા ભક્તોમાંના એકે છૂટા પડતી વખતે, કૃષ્ણાબાઇને સંદેશો આપવાનો આગ્રહ કર્યો. એમનો જ્ઞાનભર્યો લાક્ષણિક જવાબ આ હતો: "તમે કર્તા અથવા અકર્તા છો એવી અહંભાવનાનો ત્યાગ કરો." આ સંદેશ દરેકે પોતાના જીવનમાં ઉતારવો જોઇએ પછી એ સ્ત્રી હોય કે પુરુષ હોય. "અસ્પૃશ્યતાની સૂગ" કાસરગોડ આશ્રમની એમની મુલાકાતોના પરિણામે તદ્દન નાબૂદ થઇ ગઇ હતી અને હવે આશ્રમમાં હરિજનોનાં ટોળાંઓ છૂટથી મુલાકાતો લેવા લાગ્યાં અને તેઓ પ્રત્યેના ઊભરાતા પ્રેમ અને સેવાભાવને કારણે કૃષ્ણાબાઈમાં અસ્પૃશ્યતાનો

અંશ પણ દેખાતો ન હતો. જગજ્જનીનો સર્વ-વ્યાપી પ્રેમ હવે સોળે કળાએ ચમકવા લાગ્યો. હિન્દુ, ખ્રિસ્તી, મુસ્લીમ, બ્રાહ્મણ, શુદ્ર અથવા હરિજનમાંના જેને જેને પણ એમના દર્શનનો અલભ્ય લાભ મળે છે તેને એમનામાં પોતાની પરમ પ્રેમાળ માતાનાં જ દર્શન થાય છે. રામદાસને આ ઉચ્ચ કોટિવાળા આત્માની અદ્ભુત મહત્તાનું વર્ણન કરવાને યોગ્ય શબ્દો શોધ્યા જડતા નથી.

દુઃખી માનવજાતિની સેવાર્થે, ન્યાતજાતના ભેદભાવ વગર કૃષ્ણાબાઇએ પોતાનું જીવન સમર્પણ કર્યું છે અને પૂર્ણ શરણાગત અને શ્રદ્ધાને લીધે એ પ્રભુના અનંત કૃપાપાત્ર બન્યાં છે. એ ખરેખર દિવ્ય માતાના દિવ્ય બાળક છે.

સમાપ્ત

# સ્વામી રામદાસનાં પુસ્તકો

## ENGLISH

| | | | Rs. | a. | p. |
|---|---|---|---|---|---|
| 1. | In Quest of God (Revised III Edition) | ... | 1 | 0 | 0 |
| 2. | At the feet of God (Second Edition) | ... | 0 | 12 | 0 |
| 3 | Krishna Bai | ... | 0 | 4 | 0 |
| 4. | Gita-Sandesh (Message of the Gita) | ... | 0 | 12 | 0 |
| 5. | The Sayings of Ramdas (Second Edition) | | 0 | 12 | 0 |
| 6. | The Divine Life (Second Enlarged Edition) | ... | 1 | 8 | 0 |
| 7. | In the Vision of God | ... | 2 | 8 | 0 |
| 8. | Poems of Ramdas | ... | 0 | 12 | 0 |

## हिंदी

| | | | | | |
|---|---|---|---|---|---|
| गीता सन्देश | सस्ता आवृत्ति | ... | ० | ८ | ० |
| भाषांतरकर्ता : प्रो. गुलाबराय एम्. ए. | उमदा ,, | .. | ० | १२ | ० |

## ગુજરાતી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઈશ્વરની શોધમાં | ... | ૦ | ૧૨ | ૦ |
| ૨ | કૃષ્ણાબાઈ | ... | ૦ | ૪ | ૦ |

ટપાલખર્ચ અલગ

મળવાનું ઠેકાણું: વ્યવસ્થાપક, આનંદાશ્રમ

રામનગર, કાન્હનગડ પી. ઓ.

એસ. આઈ. રેલ્વે.

[ પત્રવ્યવહાર અંગ્રેજીમાં કરવો. ]

